# અદ્ભૂત પ્રશ્નોત્તર.

હિંદુ ધર્મના લોકો

તથા

વૈશ્નવજનોની ખાસ ફરજને સારૂ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

મોતીલાલ કાળીદાસ.

નકલંક ધર્મકે સેતુ

ભક્તિજ્ઞાન જંગ સમાજ મંડળી.



અમદાવાદ

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૪૭. સને ૧૮૯૧.

કીમત ૪ આના.

# પ્રસ્તાવના.

સર્વ હિંદુ ધર્મના લોકો અને વૈશ્નવજનોને વાસ્તે આ એક લઘુ એટલે નાનું પુસ્તક બહાર પાડવાનો હેતુ એ છે કે હાલમાં આપણા દેશમાં (देवभाषा) એટલે સંસ્કૃત વિદ્યાના જાણનાર વેદવેતા વિદ્વાન પંડીતો તથા સતધર્મમાં રહી સતગુરૂના જ્ઞાને કરી સતશાસ્ત્ર દ્વારાવડે એક ઇશ્વરને જાણનાર નીર્દોષ. પવીત્ર જ્ઞાની મહાતમાઓની વીશેશ ખામીને લીધે ઘણા પુરૂષોને સતધર્મને સતશાસ્ત્રોની જોઇતી માહીતિ ખરી ખાત્રીથી મળી શકતી નથી, ને તે ખાદને લીધે તેઓને કોઇ પોતાના ધર્મ સબંધી જુઠા અને શાસ્ત્ર વિરોધ અમરીયાદાના વચન કહેછે તો તે સાભળી રહેવા પડેછે ને તેના અજાણપણાને લીધે અન્ય ધર્મવાળા પોતાની મતલબ સારૂ ઇદર ફદર વાતો ને જ્ઞાન બતાવી, તેઓનો ધર્મ ઉપરનો વીશ્વાસ છોડાવી દેછે; ને તેમના મન ઉપર અનેક પ્રકારની જુઠી લાલચોની અસર કરી પોતાનો ધર્મ

સાચો છે એમ કબુલ કરાવેછે, ને તેમની વાત અ-
જ્ઞાની, અભણને નીરઉદ્યમી લોક હર પ્રકારની મ-
તલબ વડે માનીને અંગીકાર કરેછે, તેથી તેમને ક-
લ્યાણના બદલામાં અજાણી પ્રીત કરેથી એક જા-
તનો ભે ઉત્પન્ન થાયછે. એ વીશે શ્રી ક્રૃષ્ણ મહારાજે
ગીતામાં પણ કહ્યું છે કે અન્યધર્મ પોતાના કરતા
ઉત્તમ હોય તોપણ સ્વધર્મજ શ્રેય છે; ને પરાયા ધર્મમાં
ભે રહેછે તેથી પોતાનો સ્વસતધર્મ છે, તેજ મા-
નવો નહી તો એકે વાત હાંસલ થયા વિના ભ્રાંતી-
રૂપી પ્રવાહમાં ભરમાઇ વહા જાયછે. કહેવત છે
કે ( ધોબીનો બળદ નગરનો ને ઘાટનો ) છેવટે
એથી પસ્તાવાને પામેછે. ને જેથી આવી ખા-
દનો બોજો પોતાના ધર્મની મજબુતી વિના ને તેમાં
તન, મનથી ધર્મ ઉપર વિશ્વાસ ને ટેક ન રાખ-
વાથી થઇ પડેછે. આથી કરી મુળ સતધર્મને સત-
શાસ્ત્રો ઢંકાઇ જઇને દીનપર દીન અનેક પ્રકારના
નવા નવા ધર્મ, પંથને શાસ્ત્રો વધતા જાયછે તેથી
કરી સંપનું, પૈસાનું ને રાજનું તથા ધર્મનું બળ ઘટી

પડેછે, ને કુસંપ, ઇરસા, તથા વીખવાદ વધીને અ-ધર્મની પ્રબળતા દીનપર દીન વધીને જારી રહેવાથી અંતે દુઃખોનો દરીયાવ થઈ પડેછે. વળી આપણા હીંદુસ્તાન જેવો પવીત્ર દેશ કે જેમાં દેવલોકો વસ-તા ને તે દેવલોકોનું સ્થળ કેહેવાતું તેના બદલે હા-લમાં તો ઘણાખરા પીસાચ ને ભૂત લોકો વસતા ન-જરે પડેછે ને ભ્રસ્ટાસ્થળની પદતીની ગણતીમાં દ્રસ્ટમાન થઈ રહ્યુંછે. કદી કોઈ સ્થળે જેવરલાદેવ હોશે તેમને કેવી રીતના સંકોચને વેઠી આશ્રય વી-ના રેહેવું પડતું હશે કે આ વખતમાં ઉડતી વાસ-ના ઉપરથી અનુમાન થઈ શકશે. માટે જો પરમેશ્વરની કૃપાનું દાન થાય તો તરતજ દેખાવમાં ફેરફાર થઈ જાય. તે ફરજ આપણી છે, તે આ પુસ્તકની જરૂર ઉપરથી જણાશે.

તેટલા સારૂ આ સર્વપયોગી નાનું પુસ્તક આપ-ણી સરળ ભાષામાં પ્રશ્નોઉત્તરે ને પદરૂપે સેવામાં મુકુંછું તે જરૂર અંગીકાર કરેથી વિધાજ્ઞાન ને શા-સ્ત્રના અજાણ હશો તોપણ પોતાના સતધર્મ સં-

બધી આધાર મળેથી જે જુઠા વચનો વદી વીવાદ કરનારની સામે ઉત્તર કરવાની શાયતા પામશો એજ મારો હેતુ છે, માટે સર્વ હીંદુધર્મના લોકો તથા વૈશ્નવ બાઇઓ વીગરેને મારી અરજ છે કે પોતાના સ્વસત ધર્મને કલ્યાણ સબંધી કામમાં સુધારા હીત ખરી ખાતરીથી તન મન ને ધન વાપરવું. એ રંકથી તે રાવ સુધી સઉની ખાસ ફરજ છે, ને જ્યાંહાં ધર્મની સત્યતા ને મજબુતી હોયછે. તો ત્યાંજ પઈસો, સંપ, સુખ ને રાજ વ્રદ્ધી પામેછે. તેથી કરી ધર્મની પ્રાલણા એ એક બધી બાબતમાં પ્રથમનું પગથીયું છે; તેટલા સારૂ આ સભામાં તેના ઉપર લક્ષ આપી સતધર્મને રસ્તે પોતાનું શ્રેને કલ્યાણ ચાહાવું એજ વીશેશ અગત્યની બાબત છે. ગ્રંથદોષ માલમ પડે, તો સેવક જાણી સુધારી લેશો એજ આશા છે.

તથાસ્તુ.



॥ श्रीगणेशायनमः ॥ श्रीगुरुभ्योनमः ॥

## ॥ श्री परमात्मा सत्य छे ॥

# अथश्री अद्भूतप्रश्नोत्तर लीख्यते.

---

કોઇક કાળે મહાદેવજી કૈલાશપુરીમાં વિરાજમા-
ન થકા પોતાના પુત્ર જે કારતગસ્વામિ તેમનુ
ચિતવ્યગ્ર જોઇને કેહેવા લાગ્યા કે હે ષડાનન તમા-
રા મનમાં જે સંદેહ ઉત્પન્ન થાયછે, તે સઘળાએ
મારા જાણવામાં છે; પરંતુ તમે મને પુછશો તો
નિઃસંદેહ થઇને મારા અનુભવને પામશો, એ નિ-
શ્ચય કહુંછું. તે સાંભળીને કારતગસ્વામિ ઘણું પ્ર-
સન્ન થઇને કેહેવા લાગ્યા.

## (કાર્ત્તિકસ્વામિ) પ્રશ્ન.

**પ્રશ્ન**—હે જગદીશ્વર તમે આ સૃષ્ટીનો મહા પ્ર-
લય થયા પછી કેવી રીતે રેહોછો, ને તમારી સાથે
કોણ કોણ નિત્ય છે તે મને કહો. ॥ ૧ ॥

**ઉત્તર**—હે ભક્ત હું જ્યારે અદભૂત યોગ ધા-
રણ કરૂંછું, ત્યારે મને એકલાજ રેહેવું ગમેછે; મા-

ટે સઘળા બિજ માત્રને સંકિર્ણ કરીને બ્રહ્માંડ ગોળામાં રહ્યો થકો અદભૂત ધ્યાન આરંભુછું. ॥૨॥

**પ્રશ્ન**—તમે કોનું ધ્યાન ધરોછો. ॥૩॥

**ઉત્તર**—હું મારા આત્માનુંજ ધ્યાન ધરૂંછું કારણકે સઘળું સત્વ મારે વિષે રહેલું છે. ॥૪॥

**પ્રશ્ન**—તમારે જગત ઉત્પન્ન કરવાની અપેક્ષા શાથી રહેછે. ॥૫॥

**ઉત્તર**—*હું મારા મનને વિકાર પામતો થકો (**एकोह्मंबहूस्यामी**) એક છું તે ઘણો દેખાઉ એવી ઇચ્છા એજ માયા બળવત્ર થઇને જગત દર્શાવેછે. ॥૬॥

**પ્રશ્ન**—એ માયા તમે ધ્યાનમાં હોછો. ત્યારે કેમ બાધ કરતી નથી.

**ઉત્તર**—હું અગ્નીરૂપ અને માયા ઉધેઇરૂપ માટે મને સ્પર્શ કરતાં દાજે એથી મુજમાં રહી થકી વળગતી નથી. ॥૮॥

---

* પરમેશ્વર વીસે અપર્વ શક્તી રહેલી છે તેના વના જગત થયુ દેખાય છે.

**પ્રશ્ન**—તમે અગ્નીરૂપ ત્યારે તમારામાં બિજ માત્ર માયા સુધ્ધાં રહેલા તેનો દહા કેમ થતો નથી. ॥૯॥

**ઉત્તર**—જેમ ગોળ પથ્થરમાં અગ્ની રહેલો છે, તે પથ્થરનો દાહ નથી થતો તેમજ અનેક કોટી બ્રહ્માંડના બીજ મને આશ્રય કરીને રહી શકેછે અને હું અંડરૂપી ગોળામાં ઉપાધી રહીત આનંદ કરૂછું. ॥૧૦॥

**પ્રશ્ન**—ત્યારે તમને ઉપાધી કરનાર બીજું કોણ છે. ॥૧૧॥

**ઉત્તર**—એક છું તે ઘણો દેખાઉ એજ માયા. ॥૧૨॥

**પ્રશ્ન**—એ તમને વળગેછે કે તમે એને વળગોછો. ॥૧૩॥

**ઉત્તર**—જેમ અગ્નીની જવાળા ઉંચી ચઢીને બીજા પદાર્થને પકડેછે, તેમજ માયારૂપી ઉપેઇને હું વળગુંછું. ॥૧૪॥

**પ્રશ્ન**—ત્યારે એ બળતીકાં નથી. ॥૧૫॥

ઉત્તર—હું બળવાન મારી શક્તિ એવું ચીંતન કરતો થકો. એને બાળવા કોણ સમર્થ છે. ॥૧૬॥

## इतिश्री अद्भूतप्रश्नोउत्तरप्रथमनिरास.

---

**પ્રશ્ન**—તમારી ઇચ્છાએ પ્રથમ શું પ્રગટ કર્યું. ॥૧૭॥

ઉત્તર—એકોહંમ બહુસ્વામીએજ અહંકારમય તમો ગુણવડે કરીને બ્રહ્માંડ જળમાં થયું, અને એક સાન્વય મુર્ત્તિ એજ હું એ જળમાં સુતો, જેમ દુધ વિકાર પામે દહીં થાયછે, એમજ નિરાકાર થકો સાકાર દેખાયો.

**પ્રશ્ન**—તમે સાકાર દેખાયા ત્યારે તમારો શેષ ભાગ નીરાકાર રહ્યો કે નહીં. ॥૧૯॥

ઉત્તર—હા સર્વવ્યાપકપણા વડે કરીને નિરાકાર છું, દહીંમાં દુધ છે એજ રીતે. ॥૨૦॥

**પ્રશ્ન**—દુધ વિકાર પામેછે ત્યારે દહીં કહેવાયછે; ત્યારે તમારૂં જળમાં પોઢવું થયે શું નામ કહેવાયું. ॥ ૨૧ ॥

ઉત્તર—(**निरसंयती**) નારાયણ એવું કહેવા-વા યોગ થયો. ॥૨૨॥

**પ્રશ્ન**—ત્યારે તમારી એક કળા વિછીન જગત ઉત્પન્ન કરવાની શક્તિ છે, કે એકે એકે. ॥૨૩॥

ઉત્તર—જેમ મારૂં ચીતન તેમ તે સમયે થાય. ॥ ૨૪ ॥

**પ્રશ્ન**—ત્યારે તમે જળમાં પોઢયા પછી તમારૂં સુચીતનં થયું. ॥૨૫॥

ઉત્તર—હું જળમાં પોઢયા પછી સુંદર સુગંધી લેવાને કાજે નાભીના ભાગથી કમળ ઉત્પન્ન થઇને, હું એકલો છું એવું ચીતન થતા પાંચ મુખનો પુ-રૂષ મારી પ્રકૃતિએ પ્રસવ્યો. ॥ ૨૬ ॥

**પ્રશ્ન**—ત્યારે તે પુરૂષ કેવું નામ પામવા યોગ્ય થયો. ॥ ૨૭ ॥

ઉત્તર—હું સત્વ ગુણી, અને એ માયા મોહથી બહુ વિચારવાળો માટે રજોગુણી, જગત રચનાના વિચારમાં, હું **ब्रह्मारूप** વિભાગે થયો. ॥૨૮॥

**પ્રશ્ન**—ત્યારે મહારાજ રજોગુણની વ્યાખ્યા મને કહી દેખાડો જોઇએ. ॥ ૨૯ ॥

**ઉત્તર**—ઓહો, અરે, હું કોણ, ક્યાંથી ઉત્પન્ન થયો, એવા વિચાર કરતો થકો, વળી શાંતી, વળી વિચાર, એમ માયા મોહથી, કોટાન કોટી કાળ ત્યાં વીત્યો, પણ હું કોણ એજ ભ્રાંતીમાં પેઠો તેજ સમયે **ઉંકાર ઓંમ** શબ્દ અચાનક માહારાથી સંભવ થયો. ॥ ૩૦ ॥

**પ્રશ્ન**—ત્યારે તમે માયા મોહના પાસમાં લેવાયા ખરા કે નહી. ॥૩૧॥

**ઉત્તર**—હા સ્વપ્નવત ખરો પણ જાગુંછુ, એના પાસમાં લેવાતો નથી, જેમ વાડવા નળ અગ્ની મધ્ય સમુદ્રમાં રહીને હોલવાતો નથી, તેમ મારા સ્વરૂપ ને માયા વળગતી નથી, હું એને લાડ લડાવુંછું. ॥ ૩૨ ॥

**પ્રશ્ન**—ત્યારે **ઉંકાર** શબ્દ શા ખપમાં આવ્યો. ॥ ૩૩ ॥

**ઉત્તર**—**ॐकार** શબ્દ પાંચ મુખ વડે જેમ રટણ થયો, તેમ બ્રહ્મસ્વરૂપ થઇને ભજ્યો. ॥૩૪॥

**પ્રશ્ન**—એમ કેટલા વર્ષ સુધી ભજ્યો તે કહો. ૩૫

**ઉત્તર**—હે ભક્ત હું તે કાળે સુર્યરૂપ **ॐकार** શબ્દ રટણના યોગથી ચોવીસતત્વ સંઘાથે ભાષ્યમાન થયો. ત્યારપછી વર્ષના અનુમાનમાં પેઠો. ॥૩૬॥

**પ્રશ્ન**—જ્યારે તમે બ્રહ્મસ્વરૂપ થઇને સુર્ય સુધાં ચોવીસતંત્વં જગત દર્શાવનારા દીઠાં, ત્યારપછી તમારી માયા તમને વળગી કે નહીં. ॥૩૭॥

**ઉત્તર**—હા, હું બ્રહ્મસ્વરૂપે ભ્રાંતિમાં પેઠો થકો, મારો કર્ત્તા કોણ છે, એવા ચિંતનાથી, બે પાંખોવાળો પક્ષિ બની હું નો હું આરોહણ કરી અવકાશ મારગે **सोहं** શબ્દ કરતો ચઢ્યો. ॥ ૩૮ ॥

**પ્રશ્ન**—**सोहं** શબ્દથી શો બોધ થાય તે કહો. ॥ ૩૯ ॥

**ઉત્તર**—સઘળું દેખાયછે તે હું એ શબ્દમાં એટલું તાત્પરીય છે. ॥ ૪૦ ॥

પ્રશ્ન—નારાયણ સ્વરૂપ એવા તમે, તેને મુદલે માયા ન વળગી તેનુ કારણ શું. ॥૪૧॥

ઉત્તર—નારાયણ સ્વરૂપ સત્વ ગુણનું, તેજ કારણે ધ્યાનમાં તત્પર, પરંતુ તત્વો દેખીને, જેમ ડાહ્યો પુરૂષ અંગાપાને ભાન ભુલે, તેમજ વરાહરૂપ ધારણ કરી પાતાળ સોધ્યું તથાપી હું નો હું છું એવું ધારી એકાંત જગીઆએ ધ્યાન ધરવા મારી વરતી થઇને હું બેઠો. ॥ ૪૨ ॥

પ્રશ્ન—જે જગીઆએ ધ્યાન ધરવા બેઠા એ કેવી જગીઆ કેહેવાય. ॥ ૪૩ ॥

ઉત્તર—બદ્રીકાશ્રમ આધાર કરવા વાળી.॥૪૪॥

પ્રશ્ન—તમો બ્રહ્મરૂપે અવકાશમાં કેટલા કાળ સુધી ભ્રમણ કરૂં. ॥૪૫॥

ઉત્તર—તે વખતે સુર્યરૂપ થએલો એવો હું સ્થીર રહ્યો થકો કાળકલ્પનાથી રહીત મારી પાછળ સમરૂષિ સુધાં અરૂંધતીને જોઇને હું બ્રહ્મા પાંચે મૂખથી મારી ખુશી પ્રમાણે ॐकार લઇને ભાષણ કરવા માંડયું.૪૬

પ્રશ્ન—અસમ રૂષિ અરૂંધતી સુદ્ધાં કોણ અ-

ને તમે બ્રહ્મારૂપે શુભાષણ કર્યું. ॥ ૪૭ ॥

ઉત્તર—જ્યારે જગતનો લય થાયછે ત્યારે એ સપ્તરૂષી અરૂંધતી સુધાં અકર્મક છે, તે અવીચળને અવીનાશી એમને કર્મ બાધ કરતા નથી, એમની પાસે બ્રહ્મજળ કમંડળું ભરેલું નીરંતર રેહેછે, તેથી કરીને આ જગત રચનામાં મારી મદદગારી હમેશાંથી થાયછે. એ સપ્તરૂષીના નામ નીચે પ્રમાણે **विश्वामीत्र, जमदग्नी, भारद्वाज, गौतम अत्रीं वसीष्ट,अने कश्यप**, અરૂંધતી સુધાં, તેના આગળ સૃષ્ટી ઉત્પન્ન કરવા માટે મારે જે કેહેવું હતુ તે કહ્યુ તે ભાષણનું નામ **वेद** કહેવાય છે. ॥૪૮॥

પ્રશ્ન—જ્યારે તમારે મદદ જોઇએ ત્યારે તમે કરતું અકરતુ સમ ઇશ્વર કેમ કેહેવાયા ॥ ૪૯ ॥

ઉતર—મેં જ્યારે પ્રથમ કાળે સૃષ્ટી કરી ત્યારે મેંજ મારા મદદગાર એમને સ્થાપ્યા છે. ॥૫૦॥

પ્રશ્ન—તમે આ સુધાં કેટલી વાર સૃષ્ટી કરી. ॥ ૫૧ ॥

ઉતર—અઠાવીશવાર સૃષ્ટી કરી. ॥૫૨॥

પ્રશ્ન—વારૂ મહારાજ એ સસરૂપી જગતના લય વખતે કેવી રીતે રહી શકેછે. ॥ ૫૩ ॥

ઉતર—એ સસરૂપી મારૂં સ્મરણ કરતા સૂર્યના તેજમાં ભળી જાયછે અને સુર્ય ચોવીસ તત્વ સાથે મારા સ્વરૂપમાં ભળી જાયછે બાકીનું જગત સકુ-મકપણે છે તેજ કારણથી મારી પાછળ ગોળમોળ આકૃતીમાન રહેછે. ॥૫૪॥

પ્રશ્ન—એ કર્મ કોને કોને બાધ કરતા નથી તે કહો. ॥૫૫॥

ઉતર—મારો આસાકાર દેહ અને અત્યાર સુધી જે પદાર્થ કહ્યા, તે સઘળાઓને માયા કુકર્મ કોઇ કાળે વળગતા નથી. ॥ ૫૬ ॥ ॥इतिश्री अद्भूत प्रश्नोत्तर द्वीतीयवीरामः ॥

---

પ્રશ્ન—તમે સંપુર્ણ સત્વે કેવી રીતે પ્રગટ થયા તે કહો, ॥ ૫૭ ॥

ઉતર—જ્યારે હું બ્રહ્મારૂપે કીંચીત માયા મોહથી પાંચ મુખ વડે કરીને રૂષીઓ પ્રત્યે ભાષણ

કરવા લાગ્યો ત્યારે ચાર મુખ મારા જગતની સ્થિ-
તી ઉપાર્જન વાણી બોલે, અને પાંચમું મુખ ત-
રતજ જગતનો લય કરવો ઇચ્છનારૂ, તેને મેં પુ-
ર્ણાક્ષે બ્રહ્માની ભ્રગુટીથી સાન્વય પ્રગટ થઇને તમો
ગુણ મય ત્રીશુળ પ્રહારે છેદી નાંખ્યું; તેથી મારૂં
નામ રૂદ્ર ને **મહાદેવ** કેહેવાયું. ॥૫૮॥

**પ્રશ્ન**—તમે જ્યારે રૂદ્રરૂપ ધારણ કર્યું, ત્યારે ત-
મારો નિઃસેસ ભાગ નીરાકાર રહ્યો કે નહીં. ॥૫૯॥

**ઉતર**—હું સુર્યરૂપ નિઃશદ્દ નીરંજન નિરાકાર,
યોગી અને બ્રહ્મજ્ઞાનિથી દખાઉંછું. માયાવી મને
સપ્તમુખી અસ્વ રથમાં બેઠો સાકાર ચતુર્ભુજ સ્વરૂ-
પે દખે છે. ॥૬૦॥

**પ્રશ્ન**—તમે એ બન્નેને જુદા જુદા ભાસોછો તે
કેમ. ॥ ૬૧ ॥

**ઉતર**—જેમ જળની તૃષાવાળા, ને અરણ્યમાં
ઝાંઝવાનું જળ દખાયછે. તેમ માયાને વળગેલા
મને માયાવાળો દખેછે. ॥૬૨॥

**પ્રશ્ન**—ત્યારે ઝાંજવાના જળથી તૃષા ભાગે કે નહીં. ॥ ૬૩ ॥

ઉતર—ના એને વિરામ થાય કે આગળ જળ આવેછે. ॥૬૪॥

પ્રશ્ન—ત્યારે તમને સાકાર માયાવિ મૂર્તિ કરીને પૂજે તેનું ફળ શું. ॥ ૬૫ ॥

ઉતર—હું મૂળ નિરંજન નિરાકાર હતો, પરંતુ માયાવી જેવો થયો, તો માયાવિએ અને મારી સાકાર મૂરતી પૂજવાથી, અધમથી ઉત્તમ જન્મ એટલે મનુષ્યથી દેવાદીક જાતી પામીને ઘણું માયાવિ સુખ ભોગવતો થકો અંતે મારા સ્વરૂપને ઓળખીને મુજમાં ભળે, અને પ્રથમથીજ બ્રહ્મજ્ઞાને કરીને મહારા ત્રણે સ્વરૂપને નિરંજન નિરાકાર સુર્યરૂપ જે તેજ (**ब्रह्मा, विश्नु ने शिव**) રૂપે ભજે તો મનુષ્ય દેવાદી જન્મ ન પામતાંજ મહારરૂપ મહારામાંજ ભળી જાય એ નિઃસંદેહ છે. ॥૬૬॥

**પ્રશ્ન**—ત્યારે સઘળી સ્તુતિઓ કરતાં ઉત્તમ સ્તુતિ નિરાકાર થકા તમે સાકાર દેખાયા અને ભૂર્લોક,

ભૂવલોક, સ્વર્ગલોક એવા અનેક કોટી બ્રહ્માંડને તમે પ્રકાશ કરોછો, તે મારા ધ્યાનમાં નીરંતર વસો તે કહ્ય. ॥૬૭॥

ઉતર—એ સ્તુતિ સમરૂપી નિરંતર કરતા થકા નિત્યે અંજળીયો મને આપેછે, તો હુંજ ફરતો થકો પ્રકાશ કરૂં છું, એ ગાયત્રીમંત્ર બ્રહ્મારૂપે મેં વેદમાં ભાણ્યો છે. ॥૬૮॥

પ્રશ્ન—ત્યારે બીજા સાકાર મૂર્તિના મંત્ર ફળ ના આપે. ॥૬૯॥

ઉતર—એ મંત્રો માયાવિ ફળની વૃદ્ધી જે પ્રવર્ત્તિ કામનાઓ પુરી કરે. પરંતુ જીવ દશા ટાળીને મારૂ સત્ય મહારા નિરાકાર તેજમાં ન ભળે. ૭૦

પ્રશ્ન—ત્યારે મહારાજ જીવ કોણ, ઇશ્વર કોણ અને માયા કોણ ॥૭૧॥

**બ્રહ્મા, રુદ્ર, વિશ્નુ** અને સમરૂપી સુદ્ધાં અરૂધાતિ સૂર્ય તારા ચંદ્ર એ ઇશ્વર કોટી, **બ્રહ્માણી, રુદ્રાણી અને વૈશ્નવી** એ માયા કોટી, દેવ, પિત્રી, દાનવ અને મનુષ્ય એ જીવ કોટી. ॥૭૨॥

પ્રશ્ન—ત્યારે મહારાજ ચંદ્રમાને સમરૂપી વિના બાકી રહેલા બીજા તારા કોણ. ॥૭૨॥

ઉતર—સઘળી ઇશ્વરની વિભૂતિ જગતના પ્રકાશને અર્થે ગ્રહો છે. ॥૭૪॥

પ્રશ્ન—ત્યારે સુર્યને ગ્રહમાં કેમ ગણ્યો છે. ॥૭૫॥

ઉતર—ગ્રહ શબ્દનો અર્થ ઇશ્વર વાચક થાયછે, માટે પંડીતોએ કલ્પના કરી છે કારણકે જગત માયામય છે માટે નહીં માને તેથી. ॥૭૬॥

પ્રશ્ન—ત્યારે સુર્યને રંનાદેવી શક્તિ મૂર્તિમાન કેટલાંક પુરાણોમાં કેમ કહ્યું છે, તથા ચંદ્ર, મંગળ બુધ, ગુરૂ, શુક્ર, શની, રાહુ, કેતુ. ઇત્યાદિ મુર્તિમાન કેમ ભણ્યા છે તે કહો. ॥૭૭॥

ઉતર—તેની હું વ્યાખ્યા કહું તે સાંભળ, મૂળ મંત્ર જુઓ (**एकोहंबहुस्यामि**) એક છુ તે ઘણો દેખાઉ, માટે સૂર્યમાં હુનાપણું ચંદ્રમાં સીતળપણું એમ ઇશ્વરની વિભૂતિયોમાં જુદા જુદા પ્રકરણો રચ્યાં છે, જેમ દુધ વિકાર પામે દહીં તે મથનયોગથી છાશ થાય, તેનું સત્વ માંખણ થાય, તે અગ્નીના

ચોગથી ઘી થાય; પણ આ દ્રષ્ટાંત ઇશ્વરને લગાડવું ચોગ નથી. તથાપી અજ્ઞાનને જ્ઞાન થવા કાજે દીધુ છે, પણ પરમેશ્વરને વિકાર કરનાર કોઇ છેજ નહીં પોતાની ઇચ્છાએ જેમ કરવું હોય તેમજ કરે. ૭૮

પ્રશ્ન—ત્યારે નિરાકાર સત્વતો આકાશમાં નિરાધાર રહ્યું, પણ (**ब्रह्मा, विश्नु, शिव**) સાન્વય થકા કેઇ પૃથ્વીમાં રહ્યા તે કહો.

ઉતર—**शिव** રૂપે હું આ કૈલાસમાં **विश्नु** રૂપે વૈકુંઠમાં **ब्रह्मा** રૂપે બ્રહ્મ સદનમાં. ॥ ૮૦ ॥

પ્રશ્ન—ત્યારે એ પૂરીઓ સ્વર્ગ કેમ કહેવાયછે. ॥ ૮૦ ॥

ઉતર—એ ભૂમિ ઉંચી અને અદભૂત મહા હિમાલય જ્યાંહાં ઇશ્વરી દેહ વિના રહી શકાય નહીં એવી છે. અને એનાથી સાધારણ નિચે દેવ ભૂમિ ઇંદ્રાદીકને રહેવાના સ્થાન છે. અને એ બન્નેના અંતર વિભાગમાં ધરમરાજ ઇશ્વરાંશ જીવ માત્રના કૃતકર્મ જોઇને ફળ આપનારા છે, તેના મધ્ય વિભાગમાં પિતર લોક છે, તેના વામ વિભાગે ગંધર્વ

લોક અને કિનર છે; તે સઉ એક બીજાને વિમાન-માં બેસીને બેઠછે અને તે સઉ દેવ જાતી કહેવાય છે. ॥ ૮૨ ॥

પ્રશ્ન—ત્યારે ગ્રહ અને જીવને કેટલો સંબંધ છે. ॥ ૮૩ ॥

ઉતર—ગ્રહોથીજ જીવો છે, ગ્રહો ના હોય તો જીવો હોયજ નહીં, સૂર્યરૂપે હું પૃથ્વીના રૂસને સો-સાણ કરૂંછું, અને ચતુર માસમાં વૃષ્ટીનો ઉદ્દભવ કરૂંછું. ચંદ્રરૂપે રસ કસ તમામ પકવુંછું, મંગળરૂપે ગેરૂકાદી પૃથ્વીના વિકાર સર્વ સુસત્વ રાખુંછું, એ પ્રમાણે સઘળાય ગ્રહ મારી વિભૂતીને હુંજ છું, એ ગ્રહોથી સઘળી ઔષધીઓ પાકેછે, એ ઔષધીઓ જીવ માત્ર ભક્ષ કરેછે તોજ જીવે છે. અને વિર્ય બં-ધાઇને પ્રજાઓની વૃદ્ધી કરેછે, એ ગ્રહો કોઇ જગી-આ ઉપર અસ્તાંગત હોયછે, તે વખત જે પ્રાણી-ઓ જનમેછે, તો તે દેહ થોડા સત્વનો બંધાયછે, માટે ગ્રહને અને જીવને અનાદી સંબંધ છે. ॥૮૪॥

પ્રશ્ન—ત્યારે તમે સર્વરૂપેજ ઈશ્વર કેમ કહેવાયા. ॥ ૮૫ ॥

ઉત્તર—સઘળાય ગ્રહો મહારે વિષે લય પામેછે, હું કોઈને વિષે લય પામતો નથી માટે. ॥૮૬॥

પ્રશ્ન—વારૂ હવે મૂળ વાત કહો (**બ્રહ્મા, વિશ્નુ અને શિવ**) એવા જે તમે તેમણે જગત શી રીતે ઉત્પન્ન કર્યું. ॥૮૭॥

ઉત્તર—જ્યારે ત્રીશુળ મહારે પાંચમું મુખ **બ્રહ્મા** નું છેદાયું તેના રૂધિરના છાંટાથી મલેછ વર્ગ યવનો થયા, તથા **બ્રહ્મા** ના કાનના મળથી, મધુ અને કૈટભ એવા નામના બે દૈત્યો ઉત્પન્ન થયા, તેમણે પાંચ હજાર વર્ષ સુધી યુદ્ધ કર્યું, છેવટ નારાયણે પરાભવ કર્યો એ વાત મારકંડેય મુનિએ મહારી માયાનું વર્ણન કર્યું છે. ॥૮૮॥

પ્રશ્ન—ત્યારે મહારાજ ખરૂ ઉત્પત્તી કારણ શી રીતે થયું તે કહો. ॥૮૯॥

ઉત્તર—જે વખત માયા બળવન્ન થઈને, દાનવા-

ઠીક ઉત્પન્ન થવા માંડયાં ત્યારે જ્ઞાનદ્રષ્ટીએ જોતાં આ પ્રકાર ઠીક નહીં એમ માલમ પડયું, માટે એ માયા સાકાર દેખાવી જોઇએ, તેજ ચિંતન કરતાં પ્રથમ ત્રણસ્વરૂપ ધારણ કરીને, એમો ત્રણની પાસે આવી. ॥૮૧॥

**પ્રશ્ન**—તમારી માયા તમારા સરખી કે ભિન્ન. ॥૮૧॥

ઉત્તર—ના પ્રકૃતિ સ્વરૂપે પ્યારી લાગે એમ સ્ત્રી જાતી. ॥૮૨॥

**પ્રશ્ન**—એ ત્રણ સ્વરૂપ કેવાં તે કહી દેખાડો. ॥૮૩॥

**ઉત્તર**—ઘણા નાજુક, મનને હરવાવાળાં, જેનું મુખ શુદ્ધ ચંદ્ર બિંબ સરખું, જેના નેત્રને વિશે અનંગ વ્યાપી રહ્યા છે. અને અજીત છે, એ ઇશ્વર વિના બિજા કોઇના નિયમમાં રહી શકે નહીં, તેવી તે જોગ માયાઓ પ્રગટ થઇને સાકાર સ્વરૂપે (**બ્રહ્મા, विश्नु, शिव**) ની પાસે આવી.૮૪

પ્રશ્ન—એમણે પાસે આવીને શું ભાષણ કર્યું તે કહો. ॥૯૫॥

ઉત્તર—ઓહો, હે પ્રભુ અમે તમારી શક્તિઓ છીએ, તમે ઇશ્વર છો, તમારો અદ્દભૂત દેહ છે, તમારે વિશે અદ્દભૂત વિર્ય છે, તમારાથી સર્વનો ઉદ્દભવ અને પરાભવપણું છે. કોઇથી તમારૂં પરાભવપણું નથી, માટે અમને લાડ લડાવશો એવી આશા છે॥૯૬॥

પ્રશ્ન—એવી સ્તુતિ સાંભળીને ત્રણ દેવોએ શું કહ્યું તે સંભળાવો. ॥૯૭॥

ઉત્તર—ઓહો, તમારી વાણી સાંભળીને ઘણી અનુકંપા પ્રગટ થાયછે; એજ કારણથી તમારે વિશે અમારૂં અનંગ સ્વરૂપ હમેશાં રહેશે. ॥૯૮॥

પ્રશ્ન—તે સાંભળી માયાયોએ શું કહ્યું તે કહો. ॥૯૯॥

ઉત્તર—હે પ્રભુ તમારૂં કામ સ્વરૂપ કેવું તે દેખાડો. ॥૧૦૦॥

પ્રશ્ન—ત્યારે તેમણે દેખાડયું કે નહીં. ॥૧૦૧॥

ઉત્તર—હા, એવું સ્વરૂપ બ્રહ્માએ પ્રગટ કર્યું કે માયાયો મોહ પામતાં વિરામજ ન થઇ, અને તેને વરવાના ઉપચાર કરવા માંડ્યા, તથા કહ્યું કે તમે ત્રણ દેવો અમને એક એક સ્વરૂપને વરો. ॥૧૦૨॥

પ્રશ્ન—ત્યારે ત્રણ મહાદેવોયે શું કહ્યું તે કહો. ॥ ૧૦૩ ॥

ઊતર—હે માયા, તું આકાશમાં સર્વમંડળની પાછળ સમરૂપીઆછે, તેને તારૂ મૂર્તિમાન સ્વરૂપ દેખાડ, એટલે એ અંશાસે મૂર્તિમાન થઈને ભુમંડળ જોવું ઇચ્છશે, ત્યાર પછી, અમે તમને વરવું ઇચ્છીશું એવો ઉતર દીધો. ॥ ૧૦૪ ॥

પ્રશ્ન—પછી માયા એ સમરૂપીને કેવું સ્વરૂપ દેખાડયું. ॥ ૧૦૫ ॥

ઊત્તર—અદ્દભુત સ્વરૂપ દેખાડયું, જેણે કરીને પ્રગટ થવાની આકાંશા થઇ. ॥ ૧૦૬ ॥

પ્રશ્ન—પ્રથમ કોણ રૂપી પ્રગટ થયા તે કહો. ॥ ૧૦૭ ॥

ઊત્તર—એક ઇશ્વરની વિભુતિમાંથી, અગસ્ત

સપ્તરૂષીનાં મંડળની સમીપ રહેનાર મહા મુની સપ્ત રૂષીની આજ્ઞા લેઇને, સાન્દય મુર્તિમાન થવા માટે જે સપ્તરૂષીની પાસે જળ કમંડળુ હતું, તેમાંથી, સપ્તરૂષીઓના જળ છાંટવાથી, સાન્વય પૃથ્વીમાં એ-કાએકી ઊત્પન થયા. એ જળ કમંડળુ પોતાની પાસે ( **બ્રહ્માને** ) આધાર આપવા કાજે રૂષીયોની આજ્ઞાથી લેતા આવ્યા, તે માટે તેમનું નામ અગ-સ્ત પંડ્યું, અને કળશોદ્ભિવ એવી સંજ્ઞા થઇ. ॥ ૧૦૮ ॥

**પ્રશ્ન**—અગસ્ત કેવા સમર્થ થયા તે કહો. ॥૧૦૯॥

ઉત્તર—અગસ્ત સર્વજ્ઞ જે ( **બ્રહ્મા** ) એ વેદ ભાષાણ કરેલું તેજ અવીછીંન રિતે હમેશાં પાઠ કરીને શ્રવણ નક્ષત્રમાં શ્રાવણ માસે સઘળા રૂષીઓ આ-કાસમાં તારા રૂપેછે, તથા દેવ તારા રૂપે, એ ઇશ્વર ની નુન્યાધિક પણ વિભૂતિછે, તેના નામની યથા-યોગ કલ્પના જેવી રીતે **બ્રહ્માએ** વેદમાં ભણીછે; તેવી રીતે જળાંજળીઓ આપીને કપાસનું વૃક્ષ બનાવી. તેના ફળથી ઉત્પન થયેલુ સુત્ર તેને બ્રહ્મ

સુત્ર કલ્પી પોતેજ પોતાની મેળે સંસ્કાર પામ્યા, અને સંસ્કાર વડે બ્રહ્મને ઓળખીને બ્રાહ્મણ કેહેવાયા, તથાપી મહા તપશ્ચર્યા વડે કરીને ભુદેવ પદવી લીધી, એટલુંજ નહીં પણ તેની સાથે, તુળસી, બીલી, ધંતુર, તીલ, દર્ભ ધ્યાનાદીકો યજ્ઞના કામમાં આવે એ સઘળા પદાર્થો નીપજાવ્યા. ॥ ૧૧૦ ॥

**પ્રશ્ન**—શ્રાવણ માસ કેમ નામ ઠરાવ્યો. ॥ ૧૧૧ ॥

ઉત્તર—શ્રવણ શબ્દનો અર્થ સમજાવનાર થાય છે, ને એ તારો પણ ઇશ્વરની વિભુતિ રૂપ છે, તેજ તારો પુર્ણ ચંદ્ર સંગાથે રાત્રીએ સોભેછે, એ માસ શ્રાવણ, અને તેજ માસમાં સંપુર્ણ સાન્વય **બ્રહ્મા**ની ભ્રગુટીથી શીવ ઉત્પન્ન થયા, માટે એ સીવનું પર બ્રહ્મ રૂપે ધ્યાન ધરવા માટે બ્રહ્મ સુત્ર અગસ્તે ધારણ કર્યું અને બ્રહ્મ જાણ્યા માટે બ્રાહ્મણ કેહેવાયા.

**પ્રશ્ન**—બ્રાહ્મણ શિરીતે કહેવાયા તે કહો. ॥ ૧૧૩ ॥

ઉત્તર—**जन्मना जाय ते सुद्र ॥ संस्कारा**

**द्विजउच्यते ॥ वेदाभ्यासो भवेद्धविप्र ॥ ब्रह्म-जानाति ब्राह्मणः ॥ ११४ ॥**

**પ્રશ્ન**—ત્યારે બ્રહ્માને ઉપવિત સંસ્કાર કોણ કરે. ॥ ૧૧૫ ॥

**ઉત્તર**—**શિવ, વિષ્નુ, બ્રહ્મા** એઓ તો હમેશાં સંસ્કાર રૂપજછે, ને એમની કોટમાં તો સાન્વય ઉત્પન્ન થતાંજ ઉપવીત હોય છે. ॥ ૧૧૬ ॥

**પ્રશ્ન**—**શિવ, વિષ્નુ, બ્રહ્મા** એઓએ, સપ્તરૂષિને પૃથ્વીમાં ઉત્પન્ન થવા માટે, માયાને પ્રેરણા કરી, તથાપી અગસ્તે ઇશ્વરાંશ કળશોદ્ભવથી પોતે વિભૂતિમય થયા ત્યારે એમનું ચિંતન વૃથા ગયું કે નહીં.

**ઉત્તર**—ના, ઇશ્વરી ચિંતન તત્કાળ ઉત્પન્ન કરવાનું નોતું, એ રૂષીઓ અકર્મકછે તે પોતાની મેળે માનસીક કરમ બાંધે જે અમે સાન્વય ઇશ્વરના થઇએ, એ પ્રકારે હોવું જોઇએ કારણ કે કર્મ સાથે જડી કૃત તે જીવો કહેવાય, અને ગારમીક સૃષ્ટિ પરંપરા ચાલે. તેથી હમેશાં સુકર્મથી સારાં ફળ ભોગવે, અને

કુકર્મથી ખોટાં ફળ ભોગવે એરીતનુંહતુ ॥૧૧૮॥

**પ્રશ્ન**—ત્યારે ઇશ્વર પોતેજ ગાભિક સહીમાન ઉત્પન્ન થયા, અને રૂપીઓ થાઓ, એવું ચિંતન કર્યું તો ઇશ્વર શાના. ॥ ૧૧૯ ॥

**ઉત્તર**—અરે એ સમરૂપિએ પણ ઇશ્વરનો આભાસ છે, જેમ દેહરૂપ મૃતિકાનું કુંડું, કર્મરૂપી જળ સુકર્મ શુદ્ધ, તથા કુકર્મ કાણું, તેમજ તે કુંડામાં, સુર્યનો આભાસ તેવોજ દેખાશે, પરંતુ એ કર્મવારી, નિર્મળ જ્ઞાનાશી વડે સોસાશે એટલેતુર્તજ કુંડામાં નો સુર્ય આકાસમાના સુર્યમાં ભળી જશે, તે ખચીત સમજવું, એમજ ઇશ્વર વિકાર પામતો થકો, (एकोहं बहु स्यामि ) એક થકો બહુ પણું પામેછે. જેમ સરસવ જેટલા બિજમાં મહોટા વડનું વૃક્ષ રહેલું છે, તેમજ ઇશ્વરમાં બ્રહ્માંડ લય થઈ રહેલું છે.

**પ્રશ્ન**—ત્યારે સમરૂપિ, ઇશ્વરને મદદ કરનારા જુદા એનું સિદ્ધાંત શું, ॥ ૧૨૧ ॥

**ઉત્તર**—પેટને હાથ પગ જેમ મદદ કરનારા, તેમજ સમરૂપિ ઇશ્વરના મદદગાર છે. ॥ ૧૨૨ ॥

**પ્રશ્ન**—ત્યારે પછી બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય, શુદ્ર એ ચાર વરણના જીવ કેમ કહેવાયા તે કહો. ॥૧૨૩॥

**ઉત્તર**—જ્યારે અગસ્ત બ્રહ્મને ઓળખીને, ત્રિગુણાત્મક દેવ પાસે બેઠા છે, તે સમયમાં, ત્રિગુણાત્મકી માયા, ત્રણ મનોરંજન સ્વરૂપ ધારણ કરીને પ્રગટ થયાં, અને કહેવા લાગ્યા કે હવે અમારો પાણી ગ્રહણ કરો, ત્યારે **બ્રહ્મા** બોલ્યા કે રજો ગુણનું સ્વરૂપ મને વરો તે વખતે સાવિત્રી સ્વરૂપ અગસ્તને સાક્ષિ રાખી અગની સુર્ય ગ્રહોના વિદ્યમાન ધોળુકી સમયમાં પાણી ગ્રહણ કર્યું વર્ણભેદનો સંદેહ આગળ ભાગશે. ॥ ૧૨૪ ॥

**પ્રશ્ન**—બ્રહ્મા સાવિત્રીનું લગ્ન થયા પછી, શિવ, વિશ્નુએ બે સ્વરૂપને શો ઉતર દીધો તે કહો. ૧૨૫

**ઉત્તર**—વિશ્નુ તો શાંત ગુણી શક્તિને વર્યા, પણ શિવ તો તમ વિભાગ રૂપને એમ કેહેવા લાગ્યા કે, હું તારા મોહથી લેવાઉ એવો નથી. માટે મારી ઇચ્છા થશે, ત્યારે પાણી ગ્રહણ કરીશ. માટે વિરામ કર. ॥ ૧૨૬ ॥

પ્રશ્ન—ત્યારે એ સ્વરૂપે વિરામ ક્યાં સુધી કર્યો. ॥ ૧૨૭ ॥

ઉત્તર—જે વખત બ્રહ્માએ એમ જાણ્યું કે સાક્ષાત પર બ્રહ્મ શિવે માયાને તિરસ્કાર કર્યો, તો પ્રવર્ત્તિ કેમ ચાલશે, માટે દક્ષ કોઇ ઉત્પન્ન થવો જોઈએ, એવું ચિંતન કરતાં, બ્રહ્માના હૃદયથી દક્ષ પ્રજા પતિ ઊત્પન્ન થયા, તેને બ્રહ્માએ બ્રહ્મસુત્ર ધારણ કરાવી સંસ્કાર કર્યો, ત્યાર પછી દક્ષ પ્રજાપતિએ મહા માયાનું સ્મર્ણ કરીને, માયાનાં ઘણાં રૂપ દરસાવ્યાં, અને તે સરવેને પુત્રિ રૂપ જાણ્યાં તેમાં સતિ નામની પુત્રી જે આદ્ય માયા, તેને શિવને પ્રસન કરીને પરણાવી. ॥ ૧૨૮ ॥

પ્રશ્ન—બાકીની માનસીક પણ ઉત્પન્ન કરેલી કન્યાઓ રહી તે કોહોને પરણાવી. ॥ ૧૨૯ ॥

ઉત્તર—ત્યાર પછી બ્રહ્માને સાવિત્રી થકે ગાર્ભિક સૃષ્ટીની યોજના થઇને તેના મરીચી થયા, અને તે મરીચીને બ્રહ્માએ, અગસ્ત મુનીને આચાર્ય કરીને યજ્ઞોપવિત સંસ્કાર કર્યો, તથા દક્ષે તેને જગત પ્ર-

વર્તિ નામની કન્યા પરણાવી. ॥ ૧૩૦ ॥

**પ્રશ્ન**—એ કન્યાથી કોણ ઉત્પન્ન થયું, અને શું વતાંત થયુ તે કહો. ॥ ૧૩૧ ॥

**ઉત્તર**—એ કન્યાને રૂતુ પ્રાપ્ત થયા પછી ગર્ભ રહ્યો, અને એ ગર્ભ સારો નીપજવા માટે સિંમત સંસ્કાર કર્યો, તદંતર તે ગર્ભ પછી ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો, હે પ્રભુ હુ તારી માયાના પાસ વડે કરીને સ્વર્ગમાં વસનારો કશ્યપનિષ કર્મ તેજ હું જરા વારમાં સકર્મક થઈને પડયો, હે દયાળુ તહારૂંજ ચિંતન હોય તેમ થાયછે, માટે આ ગર્ભ વાસમાં દર્શન દે, જેણુ કરીને પાછો હું તને પામુ; માટે સંસારમાં ગયા પછી તહારૂ સમરણ કરૂં. ॥ ૧૩૨ ॥

**પ્રશ્ન**—એવી પ્રાર્થના કરતાં દર્શનદીધાં કે નહીં ૧૩૩

**ઉત્તર**—હા, ત્રિગુણાત્મકી માયા વડે કરીને (**शिव, बिश्नु, ने ब्रह्मा**) સ્વરૂપે સાન્વય દર્શન દીધા, અને કહ્યું કે, સંસારમાં અવતર્યા પછી અમને ત્રાણ સ્વરૂપને ભજજે ભુલીમાં જઈસ એમ ઉપદેશ કરીને અંતર ધ્યાન થયા, પછી કશ્યપ, પ્રસુતિ વાયુ

વડે કરીને સંસારમાં દરસાયા. ॥ ૧૩૪ ॥

**પ્રશ્ન**—વારૂ ત્યારે સર્વે જીવોને, ગર્ભવાસમાં, ઇ-શ્વરને સંભારવા પડે છે કે નહીં, ॥ ૧૩૫ ॥

**ઉત્તર**—હા, ગર્ભવાસ સરખું એકે દુઃખ નથી, માટે સઘળાય જીવો પ્રાર્થના કરેછે. ને પ્રસવ થયા પછી ઇશ્વરને ભુલીને માયાના પાસમાં પેઠા થકો, આસા ઓલગન કરેછે, તે પ્રાણી દુઃખ ભોગવેછે. ૧૩૬

**પ્રશ્ન**—કશ્યપે કેવી સૃષ્ટી કરી તે કહો, ॥૧૩૭॥

**ઉત્તર**—કશ્યપને ઉપવિત સંસ્કાર થયા પછી દક્ષે તેને ઘણી પ્રાર્થના કરીને તેર કન્યાઓ અગ્ની સુર્ય તથા અગસ્ત મુનીના વિદમાન પરણાવી. ॥૧૩૮॥

**પ્રશ્ન**—એ તેર કન્યાઓના શા શા નામ હતા, અને તેને એકે લગ્ને પરણાવી કે જુદે જુદે.॥૧૩૯॥

**ઉત્તર**—પ્રથમ દિતી નામની કન્યા તેને રોહણી નક્ષત્રના સમયમાં પરણાવી, માટે મહા પ્રતીવ્રતા થઇ અને જે ઇશ્વરાંશ દેવો સ્વર્ગને વિશે તારારૂપ હતા તે સઘળાય, એને વિશે ગાર્ભિક સૃષ્ટીમાં પ્રસવ્યા, પણ પ્રથમ તો અત્રી નામે મહામુનીએના ઉદરમાં

ગર્ભવાસ રહ્યા ॥ ૧૪૦ ॥

પ્રશ્ન—ત્યારે તમે સમરૂષીને અકર્મક કહોછો, ને અકર્મકને જન્મનો શો સંભવ ॥ ૧૪૧ ॥

ઉતર—જેમ કશ્યપ પણ સમરૂષીની ગણતીમાં છે, તેમ અત્રિપણ સમરૂષીની ગણતીમાં છે, માટે અત્રિએપણ એવું ચિંતન કર્યું કે ગાર્ભિક સ્ટષ્ટીનું સુખ હોય તો સારૂ, એજ માનસીક કર્મ બંધાયાથી તેનું માગ્યુ પરમેશ્વરે કબુલ રાખીને દીતીના ઉદર-માં એમની યોજના કરી ॥ ૧૪૨ ॥

પ્રશ્ન—જ્યારે એમની યોજના ગર્ભમાં થઇને સાનવય થયા, ત્યારે એમણે પ્રભુની પ્રાર્થના કરી કે નહીં ॥ ૧૪૩ ॥

ઉતર—એઉને જઠરાગ્નીની હુનાશ, તથા કૃમિ-યોના દંક્ષ, તથા મળમૂત્ર, તેણે કરીને બહુ દુઃખી, પરંતુ બ્રહ્મને જાણનારા માટે, અરે એવું અંતઃક-રણ ન થયું અને હરે એવો ઉચ્ચાર નિરંતર કર્યો, માટે પ્રસન્ન થઇને ત્રણે દેવોએ દરસન દીધાં ॥ ૧૪૪ ॥

પ્રશ્ન—પ્રભુજોડે એને સો સંવાદ થયો તે કહો ॥ ૧૪૫ ॥

ઉતર—અત્રિ એ પ્રાર્થના કરી કે, હે પ્રભુ તમે મને માયાવિ કર્યો, પરંતુ હું તમને એક મિશાન્મીશ વિશારનાર નથી, માટે મને બ્રહ્મ ઉપદેશ આપો, એવું વચન સાંભળીને વૈશ્નવી દિક્ષા વિશ્નુએ આપી, અને કહ્યું કે, તુ અગ્રજન્મા થયો, તારો વંશ સઘળો આગ્રજન્મા કહેવાસે, બીજા ન્યુન્યઅંશના ક્ષત્રિયાદીક તાહરૂં શેવન કરશે તથા તારા થકી અમને પામશે, તારાથી તથા તારા વંશથી જે વિમૂખ તે પ્રાણીઓ ઘણું દુઃખ પામશે, તથા પાપ ભોગવશે, તું અમારા ત્રયણુ સ્વરૂપને જેવાં દૃખે છે, તેવાજ ભજીશ, એવો પ્રાક્રમીછું, તહારા સહોદરો સઘળાય દેવો થશે, તે તારી આમન્યા સર્વો દૃક્રૃપતાવડે કરીને વરતશો, જગતના કલ્યાણને અર્થે તહારો વંશ છે ॥ ૧૪૬ ॥

પ્રશ્ન—જગત કયુ તે કહો ॥ ૧૪૭ ॥

ઉત્તર—ઉત્પતિ, સ્થિતીને લય, પામનારૂ થશે તે ॥ ૧૪૮ ॥

પ્રશ્ન—તે જંગતના કર્ત્તા કોણ કહેવાશે ॥ ૧૪૯ ॥

ઉત્તર—ઃશ્લોક–जगतः पित्रौवंदे, पार्वति परमेश्वरोः ॥ અર્થ જગતના માતાપીતારૂપ, પાર્વતિ અનેશિવ ॥ ૧૫૦ ॥

પ્રશ્ન—પછી કશ્યપને બીજી શી સંતતિયો થઇ ॥ ૧૫૧ ॥

ઉતર—તે ત્રીશ કોટી દેવો દિતિના ગર્ભે થયા, તેને અત્રિયે અમર કર્યા, જ્યાં સુધી જગતની લય અવસ્થા થાય, ત્યાં સુધી અજરને અમર રહે. ૧૫૨

પ્રશ્ન—એટલું બધું અત્રિમાં સામર્થ શું ॥૧૫૩

ઉત્તર—ઃશ્લોક दैवाधिन जगतसर्व ॥मत्राधिन तु दैवता ॥ ते मंत्राब्रह्मणाधिन ॥ तस्मात ब्रह्मणावल्भवः ॥ અર્થ માટે અમરવેલી ઔશધી મંત્રવડે ઉત્પન્ન કરીને દેવોને પૈ ॥ ૧૫૪ ॥

પ્રશ્ન—ત્યારે મહારાજ કશ્યપને બિજી સ્ત્રિ દક્ષે કોઇ પરણાવેલી તે સંભળાવો ॥ ૧૫૫ ॥

ઉત્તર—બિજી અદિતિ નામની કન્યા, મૂળ નક્ષત્રનાં યોગે, અગસ્તના વિદ્યમાન દક્ષે કશ્યપને પરણાવિ, તેને ગર્ભ રહ્યો, તે ગર્ભ સાન્વય સંપૂર્ણ બંધાયા પછી, તે પ્રાણીએ ગર્ભ દુઃખથી છુટવા કાજે, અંતરયામિનું સ્મર્ણ કીધું, અને અંતરયામિ તેને દરસાયા, તથા તેને સારી આજ્ઞા કરીકે ફરી ગર્ભ વાસના રહેવું પડે તેમ ॥ ૧૫૬ ॥

પ્રશ્ન—ગર્ભવાસ ફરી ના પામે તેવી શી આજ્ઞા ॥ ૧૫૭ ॥

ઉત્તર—પોતે પોતાના ગુર્વાદિકથી આત્મતત્વનો વિચાર કરવો, તથા અત્રજન્માજે, બ્રાહ્મણ, અત્રી અગસ્તાદીક તેનું સંરક્ષણ કરવું, કાંજેતું, ક્ષત્રી ગર્ભછું, માટે એવી આજ્ઞાતે ગર્ભને થઇ ॥ ૧૫૮ ॥

પ્રશ્ન—કશ્યપના વિર્યના બે વિભાગ શામાટે થયા, પ્રથમની સ્ત્રિયે અત્રિ એન દેવા પ્રસવ્યા, તથા અદિતિયે ક્ષત્રિયરૂપ ગર્ભશાંથી ધારણ કર્યો. ॥ ૧૫૯ ॥

ઉત્તર—ઇશ્વરી ચિંતન એમજ હતું કે ન્યુના-

ધિક સ્રષ્ટી વગર સારી લીલા નહીં સોભે, કાંજે શું સોભિત બાગમાં ન્યુનાધિક પુષ્પથી સારી સોભા દરશાય છે, તેમજ કર્મ બંધન રૂપી તે ગર્ભને વિ-શે ઇશ્વરે વાંછનાપ્રેરી, ત્યારથી કર્મ પ્રધાન કહેવાયું, જેમ ઘડીયાળનો કર્ત્તા કાંટામાં ગતિ મુકે છે તેમજ

॥ इतिश्री अद्भुत प्रश्नोतर प्रतियविराम ॥ १૬૦ ॥

પ્રશ્ન—એ ક્ષત્રિશાનામનો કહેવાયો, અને તેના પછી, આદિતીની કુખે કોણ પ્રસવ્યુ ॥ ૧૬૧ ॥

ઉત્તર—એનું નામ હીરણાકશ્પ, અને એના પુછી બોતેર કોટી દાનવ પ્રસવ્યા ॥ ૧૬૨ ॥

પ્રશ્ન—પ્રથમની સ્ત્રિએ પ્રસવ્યા તે દેવ કહેવાયા, અને બીજી સ્ત્રિએ પ્રસવ્યા તે દૈત્ય કેમ કહેવાયા ॥ ૧૬૩ ॥

ઉત્તર—એમને પરમેશ્વરે ગર્ભવાસમાં દરસાઇને આજ્ઞા કરી હતી જે, સદ કર્મ કરજો, અસદકર્મ કર-શો તો ખોટાં ફળ ભોગવશો, માટે સદકર્મ બાંધ્યા તે દેવો કહેવાયા, અને અસદકર્મ કરવા માંડયાં તે

દેતો કેવાયા ॥ ૧૬૪ ॥

પ્રશ્ન—વારૂ ત્યારે સદકર્મને અસદકર્મનું વરણન કરો જોઇએ ॥ ૧૬૫ ॥

ઉત્તર—વેદમાં કહેલા ધર્મ યથાસ્થિત પાળવા. યજ્ઞયગાદિકવડે પરમેશ્વર જે (શિવ, વિશ્નુ, બ્રહ્મા) સગુણ મૂર્ત્તિ તેનું પુજન કરીને પ્રસન કરવા, અને કશ્યપાદીક રૂષીથી ઉત્પન્ન થએલા બ્રાહ્મણ તેની આજ્ઞામાં રહેવું, તથા સંતોષથી સત્યપણાવડે કરીને વર્તવું, એ સદકર્મ કહેવાય છે, અને જગત ઉત્પન્ન કરનાર જે સગુણ ઇશ્વર તેને જાણતો થકો અજાણ થઇને, હું મારી મેળે કેવળ કર્મયોગથી ઉત્પન થયોછું, એવું માને, તથા કોઇ હંસ કર્મવિમૂક્ત થઇને આગળ કહેલા નિરાકાર ઇશ્વરમાં ભળી ગએલા તે હંસની મૂર્તિસાકાર બનાવીને વેદ વિહીત પધરાવીને પુજે, એ અસદકર્મ કહેવાય છે. ॥ ૧૬૬ ॥

પ્રશ્ન—જાણતો થકો અજાણ એ શું, યજ્ઞયાગાદિક કર્મ એ શું તે કહો ॥ ૧૬૭ ॥

ઉત્તર—કે; કાળે શું થશે, અથવા સ્ત્રિના ઉદર-માં ગર્ભ છે, તેને શું પ્રસવશે, ઈત્યાદિક વાત જાણ-વાને એ ત્રણ્ દેવો વિના કોઇ સમર્થ નથી, કારણ કે તેમને તેમની નિશાની જગતમાં દર્શાવી છે, જેમ કે પ્રાતઃકાળ, મધ્યાનકાળ. ને સાંયકાળ, સ્ત્રિ, પુરૂષને નપુષક, વાત, પીત, ને કફ. શરીરમાં રજ, તમને સત્વ એ ગુણ, પૂર્વાવસ્થા, મધ્યવસ્થા, ને અંત્યવસ્થા; હેડાં, બેડાં ને આંબળાં, એ પણ ત્રી-કુટી, શિયાળો, ઉનાળો, ને ચોમાસુ; એજ પ્રમા-ણે ત્રિગુણાત્મક, शिव, विश्नु, ब्रह्मा), નીરા કાર પરમેશ્વરથી જગત દર્શાવનાર સાકાર ત્રિકુટી છે, તથા જેણે સ્ત્રિના રૂધિરવાળા સ્તનથી પામર જીવને પાન કરવા સારૂ પય ઉત્પન્ન કીધું છે, એ-વા સાકાર પ્રભુને તજીને અન્ય આશ્રય કરે, તેજ અજાણ કહેવાય છે; હવે યજ્ઞ યાગાદિક શાનું નામ ને શુ કરવા કર્યા તે કહુંછું, યજ્ઞ તે શુ, યથા દેહે, તથા દેવે, જે જે ખાદ્ય વસ્તુઓ દેહને અને પ્રાણને પ્રીય છે, તે તે શુદ્ધ ભાવવડે કરીને આપણે ઈશ્વ-

રને અરપણ કરવી, કારણ કે એ ત્રણ સ્વરૂપને ખાવું પીવું. જોયતું નથી, એમનો, દેહ દિવ્ય, અને મહા અદ્દભૂત છે, પણ આપણા સદ્દભાવ વડે કરીને, અગનીરૂપ પૃથ્વીમાં એ ઇશ્વરીતત્વ, તે મધે વેદાધ્યની બ્રાહ્મણો પાસે થયા વિધીએ જેમ સૃ-તિ અને સમૃતિમાં કહ્યું હોય, તેમ અરપણ કરવું. તેણે કરીને પ્રભુ પ્રસન રહે છે. હવે આગળ અશ્વાદીક પશુઓનો મેધ કરતાં, તેનું કારણ કે મહા ક્ષત્રિઓ માંસહારી હતા, જેણે કરીને તેમના દેહ પ્રબળ અને વિજય કરનારા રહેતા, ત્યારે પૂર્વે કહ્યું કે જે જેને પ્રિય, વસ્તુનો યજન કરવો, તો તે રીતે બ્રાહ્મણો કરાવતા, પણ તે નિષ્પાપ વિપ્રોએ, તે અગ્ની કુંડથી, યજ્ઞની સમાપ્તિ વિશે પાછો તે પશુને સજીવન યથાસ્થિત સાન્વય જે-વો હતો તેવો ઉત્પન્ન કરેલો, અને જે યજ્ઞ કુંડ-માંથી નિકળેલો પશુ તે અમર, કોઇ દીવસ જ-ગતનો લય થાય, ત્યાં સુધી એનું મૃત્યુ નહીં, તેની નીશાની, તેમાંનો ઐરાવત હસ્તિ ઇંદ્રની પાસે, તે-

માંનો અસ્વ સૂર્યના રથમાં, તેમાંનો બળી વર્ધ શિ-વની પાસે, તેમાંનો સિંધ અંબીકા પાસે, તેમાંનો કુર્કટ બોચરૂ પાસે, તેમાંનો મુખક ગણપતિ પાસે તેમાંનો મહીસયમરાજ પાસે, તેમાંનો વિષધર સર્પ શિવ પાસે, અલંકારમાં, તેમાના હરણ ચંદ્રના ર-થને, તેમાંનો વર્ષભ મંગળ ગ્રહને, તેમાંનો મહીસ શનિશ્વરને, તેમાંનો અજા કેતુગ્રહને, એમ તે બ્રા-હ્મણો પાસેથી પાર્થના કરીને તેત્રીસકોટી દેવોએ પોતાના વાહાન કરવા યજ્ઞ પશુઓને માગી લીધા છે, કારણ કે દેવો તો ચીરકાળ સુખ ભોગવનારા, અને પશુઓ તો ગાર્મિક સૃષ્ટીમાં થએલા. એટલે આયુરદા પુરવક જીવનારા, માટે યજ્ઞ પશુઓ ગ્ર-હણ કરાં છે, જે બ્રાહ્મણની અઘાત શક્તિ નથી, કેમકે ઉપર કહેલી રીત બનતી નથી તેણે પશુ યજ્ઞ કે નરમેધ કોઇ દીવસ ન કરવો. અને કરે તો પાપને લાયક થાય ને સધ નરકમાં પડે, એ મક્ષનો એજ સીધ્ધાંત છે. પ્રાસીન બહીરસ રાજાએ ઘણા યજ્ઞ હંસાદી કર્મ કર્યા, તેને દયાળુ નારદજીએ એક

વખતે આવી કહ્યું કે, હે રાજા કીયા કર્મવડે દુઃખની હાની ને સુખની પ્રાપ્તી છે. તેને કહ્યું કે મહારાજ મારામાં કસી સમજ નથી, પછી નારદજીએ મારેલા પશુ પ્રતક્ષ દેખાડયા; તે કુહાર લેઇ રાજાને મારવા ઉભા છે તે જોઇ રાજા કંપ્યો, ને હીંસામય યજ્ઞ કર્મ છોડીને નિસકર્મ અહીંસામય કરી પરત્માને પામ્યો. વળી જો એક દીવસનું અણગાળ્યુ પાણી પીએ તો તેને માછી છ માસ જાળ નાખી પાપ કરે તેટલું પ્રાયશ્ચીત તેને લાગે છે. શાસ્ત્રમાં તો પ્રથ્વીમાં ખોદવું કે ઝાડને કાપવું તેનું પાપ લખેછે. કેમકે તે તત્વો ને પદાર્થો પણ ચેતન ગણેલા છે. વળી યજ્ઞ કરતા બીજા દેવતાઓને વધારે લોહી માંસ ખાવા જોઇએ છીએ. હેવા દેવને જો તેના શેવકો ભક્ષ ન આપેતો તેઓને પીડા કરીને લે, તેવા લોકોના ગરમાં જરા છોકરાં છઇઆં માંદા પડે, કે માતાની જાતર માને. હવે આવી રીતે જ્યાં મને માની લીધું, ત્યાં શાસ્ત્ર ક્યાં રહ્યું; કેટલા લોકોને તો તેના સવાદને લીધે તેવા દેવને ન

માનવા જોઇએ તેના બદલામાં પોતા પાસે તે દેવ ન હોય તો, કંઇકથી લાવી ઘરમાં બેસારે; જેમકે સારૂ ખાવાનું મન થાય, ત્યારે દેવોના અનુસ્ટાન માંડે છે.

મુસલમાન લોકો જનાવરને બીસમીલા કહી નીયત કરે છે, તેને હલાલ સમજે છે, હવે બીસમલા એનો અર્થ કરીએ તો પરમેશ્વર દયાળું છે. જો પરમેશ્વરમાં દયા છે તો આપણે વીચાર કરવો કે વગર કારણે દયા રહીત થવું તે જરૂર પાપનું કારણ છે.

માટે શાસ્ત્ર પ્રમાણે હીંસામય જો કર્મ કરે તોય પણ પાપને નર્કની ગતી છે, તો પછી વગર આધારથી કરે, તે તો જરૂર તે ફળને ભોગવે તેમાં સંદે નહી.

વળી કળીયુગ જેવા વખતમાં તો ફક્ત એક નામના આધારવડે તારણછે. તેમાં કોઇ પાપથી મુક્ત થવાનો બીજો આધાર મળી શકે તેમ જણાતું નથી; કહુંછે કે ( નામ જેણે જાણ્યું તેતો ચારે વેદ

ભણ્યા, ભેદ જેણુ જાણ્યા તેતો ખરો ભરત બનો, તેમ છતાં નામ જપે ને વિસ્વાસ ન આવે, તો તે નર દહી છોડે તેને કોઇ ઠોર ન મળે. ) મતલબ કે પરમેશ્વરને મળવા સારૂ જરૂર નીરવર્ત કર્મ કરવા એજ ખરો લાભ છે, બાકી બીજાં કર્મ જન્મ મરણુને આપવાવાળા છે, ટાલવાવાળા નથી, તે સત છે.

હવે યાગનું વર્ણુન કરૂંછું, યાગ એટલે સૂર્ય અને રનાદેવીનું પુજન, સૂર્યનારાયણ પરબ્રહ્મ છે, માટે મૃતિકામય અસ્વ અને અસ્વની કુરીને, કાષ્ટના મંડપમાં પધરાવિને, આઠ દિવસ યવના ઝવેરા વાવિ, તે સહીત પુજન, અરચન, નેવેદ કરવું, એનું નામ યાગ કહેવાય છે, હવે અસ્વનું પુજન સાથી કરવું એ વાત રૂષિ પાણીપત ગ્રંથોમાં ઘણે ઠેકાણે છે, માટે મહા મુનીઓના વાક્યમાં જરાય સંદેહ નથી, એ સિદ્ધાંત સમજી લેવું, આ ઠેકાણે ગ્રંથનું બાહુલ્ય પણું થાય એજ કારણથી હું વિરામ કરૂંછું-॥ ૧૯૮ ॥

પ્રશ્ન—ત્યારે મહારાજ સરવે ક્ષત્રીઓએ પશુ-મેધ યજ્ઞ કરેલા, પણ કોઇએ નરમેધ યજ્ઞ કરેલો કે નહીં, તે વાત મને કહો. ॥ ૧૬૯ ॥

ઊતર—અરેભાઇ નરનું માંસ, કોઇ ક્ષત્રીને ઉ-ચિત નહીં, તો તે શુ કરવાને કાજે કરે, પણ કાંઇ કારણ પડે કરેલા.

એક સોમક નામે રાજા હતો, તેને જંતુ નામે પુત્ર હતો, તેને એક દીવસ કીડીએ ચટકો ભરચો, તેથી તે રોવા લાગ્યો. તે જોઇ રાજા, પોતે મૂખ હલાવી કહ્યું કે, એક દીકરો તે દીકરામાં નહી, ત્યારે પાસે જે પુરોહિત હતો, તેને કહ્યું કે યજ્ઞ કરી હોમો તો ઘણા પુત્ર થશે; તે સાંભળી રાજાએ પુરો હિતના કેહેવા પ્રમાણે પુત્રને હોમ્યો, તેથી રાજાને એકસોને એક પુત્ર થયા. હવે કાળે કરી ગોર મરી ગયો, ત્યારે, નરમેધના પ્રાયસચીતે કરી તે ગોર ને નરકમાં નાખ્યો, પછી રાજા મરી ગયો ત્યારે તે પણ નરકમાં ગયો, ત્યાં ગોરને જોઇને રાજા ય-મરાજને પુછવા લાગ્યો, કે તમે આ ગોરને નર્કમાં સા

સારૂ નાખ્યો છે. ત્યારે યમરાજે કહ્યું કે એમને નરમેધ કર્યો. તે પાપે તમે ને ગોર બંને નરક ભોગવોછો. માટે વેદોક્ત હીંસાનું ફળ આપતી પણ નરક છે. તેથી કરી કળીયુગ જેવા સમામાંતો સર્વથા કદી હીંસામય યજ્ઞ કરવા, તેનો નીસેધજ છે, તે સત્ય છે.

*વળી એક વખતે એવું તો થએલું ખરૂં કે, જ્યારે

---

* પરમેશ્વર નિરાકાર અગર શાકાર છે, તે સિદ્ધ છે, માટે તેમને અસત ન કેહેતાં દ્રોહ રહિત માનવા તેમાં કોઇ પણ તરેહનો વાંધો નથી: અને તેનો જે લાભ, તે પોતાની શક્તિ અને રેહેણી પ્રમાણ છે, તે સત્ય છે. ( પરમેશ્વર અગર આતમા વિગેરે ગમે તે વા નામથી ઇશ્વર ભજવા ને માનવા. કહ્યું છે કે સો જ્ઞાનીનો મત એક, ને એક અજ્ઞાનીના મત સો ) આથી કોઇ વાતે પરમેશ્વર નથી, એવું જે માને તેને જરૂર પાપી ને નાશનિક સમજવો. માટે પરમેશ્વર છે, તેમને સતગુરૂને સતશાસ્ત્રદ્વારે, સતસંગ કરીને જાણી લેવા; તેથી જો વાંધો હોય તો અમને મળતું, એથી અમે અમારા હેતુ સમજી આભાર માનીશું. (ગમે તે જ્ઞાતીના પુરૂષને અગર સ્ત્રીને અધીકાર છે.)

ગઉતમ ઋષિએ બ્રાહ્મણોનું પોષણ કરી સાતદ-
કાળી કઢાવી. તે પછી સગાળ થયો, ત્યારે
બ્રાહ્મણોએ પોતાના આશ્રમે જવાને આજ્ઞા
માગી, તે નાં આપતાં, કોઇ અજ્ઞાત વિપ્રે કારમી
ગાય બનાવી, તેને વાવેલા ક્ષેત્રમાં પરવેશ કરતા
જ, ગૌતમે દર્ભશળાકાવતે હાંકેલી મરણ પામી,
માટે ગૌહત્યાનું નિમીત પામ્યા થકા, બ્રાહ્મણો ઉપર
ક્રોધાયમાન થઇને, ત્રીપુર દહીંતના વખતમાં,
જે ઇશ્વરના દ્રોહી થયેલા, તેને ટેકો આપ્યો,

---

વળી ખ્રીસ્ચિયન વિગેરે બીજા વિદેશી લોકો
પણ હિંનસીક કર્મમાં વધારે મંસગુલ હોય છે, ને
તેવી હિંનસા કંઇ શાસ્ત્ર પ્રમાણે નથી, પરંતુ રા-
જના લોકો કદી પોતાને લઢવા સંબંધી કામસર
બળ તથા મજબુતી સારૂ તેમ કરતાં હોશે, પણ
પ્રજાને કંઇ તે કારણ નથી. માટે ખોરાક સારૂ અન
મળેથી હિંનસીક કર્મ કરવું તે જરૂર પાપ રૂપ છે;
કારણ પરમેશ્વરી નિયમ સભાવીક રીતે સા પ્રાણી-
ને જવાબદારી તરી કે બીક રાખી માનવા તરીકે

અને ગ્રંથોમાં લખ્યું, કે વિસ્નું આપણે આ-
વતી ચોવિશીએ ભજવા યોગ થશે, મહાદેવ
પણ આપણે આવતી ચોવીસીએ ભજવા યોગ
થશે, એમ અંધ પરંપરા ચલાવી, પછી જ્યારે
સાક્ષાત ઇશ્વરાંસ દુર્વાસાંમુનિ પ્રગટ થઇને આકર્ષ-
ણ શકિતએ ગૌતમને પોતાની પાસે બોલાવ્યા,
ને કહ્યું કે તમે મહા ગ્યાની થઇને અસુરના સં-
ગમાં રહી જગતને વિશે ઈશ્વરના દ્રોહનું અ-
ધર્મ આ ચરણ અંગીકાર કર્યું તેણે કરી શુદ્ધ

---

છે. ધર્મ સબંધી બાબમાં પણ તેઓ બે દરકાર-
થી બીજાના મનને દુખવવામાં આગળ પડે છે,
તે વિશે તેમને જરા કહેવા જેવું છે પરંતુ આ
જગાએ વિરામ કરૂં છું કારણ કે પોતાના સ્વદેશી
ઓ ને સ્વધરમીઓમાં અનેક પ્રકારના મતે કરી,
હાલ કુસંપને વિખવાદ જારી છે તો બીજા અજા-
ણ્યા વિદેશીઓને કેહેવું તે ઠીક નહીં, કારણ કે સુ-
ધું કેહેતા કોઇને અવળું પડે ને હું હાલમાં ગરીબ
અવસ્થાવાળો જાતે આશરા રહિત છું તેથી વિન-

મુક્ત થવાનો ઉપાય કરો, નહી તો આપના વરને પામશો એમ ક્રોધાયમાન થઈને ગૌતમ પ્રતે બોલ્યા. ત્યારે તેમનું સ્વરૂપ ઓલખતાંજ તે નમી પડ્યા. ને જાણ્યું કે એમના શ્રાપવડે કરીને, આખુ બ્રહ્માંડ ભસ્મભૂત થાય, તો મહારો શો આશરોછે, એમ સમજી પ્રણીપત્ય કરીને કહ્યું જે, મહારાજ મને દુરબુધી શુઝી. માટે એવું જાણીને અગ્નીમાં હોમાયા, એવી ચુક પોતાનીજ મેળે પોતે ભોગવી, એટલે દુર-

---

તી તરીકે ભલામણ કરી કહ્યું છે તે સૌ માન કરશો. કહેવાય છે કે (વેરી તારા વરની માંય છે. ઘરૂ ફુટે તો કરમ ફુટે. પરજ્ઞાતીના લોકોથી સંપ કરેથી સંસાર ચાલે. કષ્ટને ભયાદિક સ્થાનક છોડી અન્ય સ્થાનકે જઇ રેહેવું.) તેમજ કૃષ્ણ મહરાજે પણ ગીતામાં કહ્યું છે કે ઘણું દુર રહીને નજીક એવું મારૂ શેષ્ટ ઘર છે. તેવીજ રીતે હું પણ ખાયશ રાખુંછું કે મારા કહેવાનો ને આ પુસ્તકનો લાભ નજીકના સવાસીઓ કરતાં દુરના સવાસીઓ જરૂર વધારે ધ્યાનમાં લેશે એવી આશાછે.

વાસાએ પછી કરૂણા કરી, ને પાછા મંત્ર સિદ્ધી- વડે સજીવન થયા તેથી ચીરંજીવી થયા છે, આગળ રૂષીયો સુધ થતા તે એવીજ રીતે અગ્ની- કુંડમાં હોમાઇ સુધ થતાં તેનું કારણ કે તેમને જ- ગતના લયસુધી અવીચળપણું છે. તેથી કરી. ૧૭૦

પ્રશ્ન—ત્યારે મહારાજ રૂષિઓની વાખ્યા પુરા- ણોમાં એવી સાંભળિ છે કે વસિષ્ટ વેસ્યા થકી ઉત્પન્ન થયા, વિશ્વામીત્ર ચાંડાળી થકી ઉત્પન્ન થયા, માડુળય રૂષિમાંડુકીથી ઉત્પન્ન થયા, એમ ઘણાક

---

જ્યારે ધરમીષ્ટ રાજા ન્યાયકારી ને તેમના સંગે સદગ્રહસ્થો પણ સત્યવક્તા ને ધરમીષ્ટ હોય છે, તે સમામાં નિરાશ્રીત ને નીરાધાર માનસ પોતાના ઇષ્ટની ને ધર્મની યોગતા સંપાદાન કરી શકે છે પણ જ્યારે અસુરી (દુષ્ટિત) રાજા હોય છે ને તે- એમાં ગુણ પણ તેવાજ હોય છે ને તેમના સંગ- માં સદગ્રહસ્થો પણ તેવાજ થઇને રહે છે. તે વ- ખતમાં ધર્મ ને સત્યતાનું રક્ષણ થતું નથી, તેથી પરમેશ્વરની જરૂર છે. જનાવરોને પોતાના રક્ષણ

રૂષિઓએ રીતે થયા ને વાલ્મિકરૂષિ ભિલ થકી ઉત્પન્ન થયા, તેમને ઉપવિત સંસ્કાર કેમ કર્યો ને બ્રાહ્મણ શાથી કહેવાયા તે કહો ॥ ૧૭૧ ॥

ઉતર—એ સઘળા રૂષિઓ બ્રહ્મબિજ હતા. પરંતુ અધમ ક્ષેત્રમાં ઊપન્યા, માટે પોતાની મેળે યજ્ઞ કુંડમાં હોમાઇને સજીવંન થયા, ત્યાર પછી બ્રાહ્મણ કહેવાયા, એમ નિર્દોષ થયા એ નિઃસંદેહ જાણી લેવું ॥ ૧૭૨ ॥

પ્રશ્ન—મનુષ્ય દેવ દાનવ જાતી તો કશ્યપથી ઉત્પન્ન થઇ, પણ પશુ પક્ષી ઇત્યાદિક જાતી કેમ ઉપન થઇ તે કહો ॥ ૧૭૩ ॥

---

અર્થે શીંગડા વિગેરે હથીઆર ઇશ્વરે આપેલા છે. પણ મનુષ્યને દુખ વખતે સત્યતા, ધર્મ ને ઇશ્વર શિવાય બીજુ કોઇ જાતનું હથિઆર નથી ને તે મેળવવું પણ કોઇ કોઇ સમામા ને કળીયુગ જેવા વખતમાં (સત્યનું અસત્ય ને અસત્યનું સત્ય ને ટ ટાનું તાન.) મુસકલ થઇ પડે છે. એવી વખતમાં આબરૂ, સત્ય, સુખ ને ધર્મના લાભ તે ધર-

ઉતર—એસ્ટછી વિશ્વામિત્રે કરી કારણ કે મહાતપશ્ચાર્યા કરનાર, અને પરમેશ્વર ( **શિવ, વિશ્નુ, ને બ્રહ્મા**), તેને ખુશી રાખનાર માટે યથા વિધી રચના કરનાર વિશ્વામિત્રને નિમ્યા, અને યજ્ઞના આરંભ વખતે સર્વે દેવોનો અભિપ્રાય લેઇને, તરાણ તારણ પશુ ગાય, અને બળિવધ સરજ્યો, તેનું લગ્ન યથા વિધી કરાવ્યું, એજ માટે કે લગ્ન થયેલા પશુથી ઉત્પન્ન થયેલું પય. પ્રાતાદીક યજ્ઞના કામમાં આવે, એવો હેતુ જાણીને, વાછડા વાછડીનું લગ્ન ચારે જુગમાં કરવું, કારણ કે સદકર્મમાં, પય ઘ્રતાદિક આવી મળે તો તતકાળ મન વાંચ્છીત ફળ મળે, એ સીદ્ધાંત સમજી લેવું ॥ ૧૭૪ ॥

---

બીજી ન્યાયકારી રાજા ને અંતરજામી દેવ એટલે સુદ્ધ સત્વગુણી આત્મા દેવ વિના મળે તેવો સંભવ રહેતો નથી; તેથી તેવા વખતમાં સંરક્ષણને સરાણા અર્થે તેવાજ દેવની ને રાજાની જરૂર રહે છે.

પ્રશ્ન—બીજા પશુ કોણે સરજ્યા, અને તેનું લગ્ન થાય કે નહીં ॥ ૧૭૫ ॥

ઉતર—સરજનાર તો વિશ્વામિત્ર વિના બિજો કોઇ નથી, પણ નિલવિના બિજા પશુનું લગ્ન કરવું નહીં, અને ગાય એ માતારૂપ જાણવી તથા બળી વર્ધ રૂદ્રરૂપ જાણવો ॥ ૧૭૬ ॥

પ્રશ્ન—કસ્યપની બિજી સ્ત્રિઓએ શું પ્રસવ્યું તે કહો ॥ ૧૭૭ ॥

ઊતર—કોઇએ યદુ નામનો ક્ષત્રિ પ્રસવ્યો, તથા કોઇએ સગાળશા નામનો વૈસ્ય પ્રસવ્યો, એમ કોઇએ પર્વત જળાદીક ઉત્પન્ન કરનારા દેવો પ્રસવ્યા, એજ રીતે અખિલ સૃષ્ટિ ઉત્પન કરતા કસ્યપ કહેવાયા ॥ ૧૭૮ ॥

પ્રશ્ન—વારૂ સપ્ત રૂષિઓ જુદા જુદા પ્રકારે ઉત્પન્ન થયા તેનું યજન સરવે એક કળા વિહીન કેમ કરે છે ॥ ૧૭૯ ॥

ઉતર—એ સપ્ત રૂષિઓનો એકજ સ્વભાવ છે અને જગત રચનામાં મદદગાર છે, તથા અરૂંધ-

તિ વસિષ્ટની ધર્મ પત્નિ છે, એ મુનીઓની યજ્ઞ સામગરીના ઉપચારને અર્થે છે, એજ કારણ માટે યથા યોગ્ય સાથેજ પુજન કરવું તેથી શ્રેય થાય છે ॥ ૧૮૦ ॥

પ્રશ્ન—એ દેવોએ પછી પૃથ્વીમાં શું કર્યું ॥ ૧૮૧ ॥

ઉત્તર—શુદ્ધપણા વડે કરીને અદ્ભૂતલીલા કરી ॥ ૧૮૨ ॥

પ્રશ્ન—લીલા કર્યા પછી ક્યાં ગયા તે કહો. ॥ ૧૮૩ ॥

ઊતર—**શિવ, વિશ્નુ, બ્રહ્મા** ને સરણ થઇને સ્તુતિ કરવા લાગ્યા ॥ ૧૮૪ ॥

પ્રશ્ન—શિસ્તુતિ કરી તે સંભળાવો ॥ ૧૮૫ ॥

ઉત્તર—હે પ્રભુ તમારી આજ્ઞા પ્રમાણે અમે વરતીશું માટે કાંઇ હુકમ કરો ॥ ૧૮૬ ॥

પ્રશ્ન—વળી તે પરમેશ્વરે શો હુકમ કર્યો ॥ ૧૮૭ ॥

ઉત્તર—હે દેવો તમને અમે અધીકાર સુપીએ

તેજ રીતે અમારી આજ્ઞા પ્રમાણે વર્તો ॥ ૧૮૮ ॥

**પ્રશ્ન**—શા શા અધીકાર કોને કોને સોપ્યા ॥ ૧૮૯ ॥

**ઉત્તર**—પ્રથમ તો ઇંદ્રને દેવ માત્રનો રાજા ઠ-રાવ્યો, તેને દશ દેવોને દશ દીશાઓનું રક્ષણ કરવું, સોપ્યું, તથા ધર્મ રાજા જીવ માત્રોના કૃ-ત્ય કર્મ જોઇને ફળ આપનાર નિમ્યા; તેમજ યમરાજા આયુર્દાના અંતે જીવને અદ્રશપાશા વડે અંગુષ્ટ માત્ર દેહમાં ઘાલીને ન્યાયની ન્યાયશાળામાં લાવે એવો ઠરાવ કર્યો ॥ ૧૯૦ ॥

**પ્રશ્ન**—ઠરાવ કર્યા પછી શું વૃતાંત થયું તે કહો ॥ ૧૯૧ ॥

ઉત્તર—**શિવ** કૈલાશમાં વિરાજ્યા, **બ્રહ્મા** બ્રહ્મ સદનમાં વિરાજ્યા, **વિસ્નુ** વૈકુંઠમાં વિરાજ્યા, તેજ રીતે દેવો પણ પૃથ્વીથી અળગા મહા હિમાલય મધ્ય પોતાના ધામ બાંધીને રહ્યા ॥ ૧૯૨ ॥

**પ્રશ્ન**—ત્યારે કશ્યપાદિક રૂષિઓ કીએ ઠેકાણે ર-હ્યા ॥ ૧૯૩ ॥

ઉત્તર—પરબ્રહ્મ શિવની આજ્ઞા. પ્રમાણે પૃથ્વીમાં જીવોને નિયમ પૂરસર રાખવાને કાજે પોતાના ધામ બાંધીને તિર્થ ભૂમિને વિશે રહ્યા ॥ ૧૯૪ ॥

પ્રશ્ન—ત્યારે તિર્થ કીયા કહેવાય તે સંભળાવો ॥ ૧૯૫ ॥

ઉત્તર—જે જે ગંગાના ત્રટ ઉદર જ્યાંહાં જ્યાંહાં રૂષિઓ આશ્રમ કરીને રહ્યા તે ॥ ૧૯૬ ॥

પ્રશ્ન—ત્યારે જેઓ તિર્થંકર કહે છે તે. તો આ સાંભળતાં કશ્યપાદિક રૂષિઓ કહેવાય ॥ ૧૯૭ ॥

ઉત્તર—હા, એમજ છે, પણ જેઓ ધર્મના વિરૂદ્ધ હોય તેઓજ વિક્રોક્તિ ભાષણ કરેછે॥૧૯૮॥

પ્રશ્ન—વારૂ ત્યારે કશ્યપાદિક રૂષિઓને શિવ, વિશ્નુ, બ્રહ્માદિક દેવોનું કામ પડતું ત્યારે, તેમની પાંસે જઇ શકતા કે નહીં ॥ ૧૯૯ ॥

ઉતર—ના, તેમને જ્યારે કામ પડતું ત્યારે વેદના મંત્રવડે આવાહન કરતાં; એટલે જે દેવને બોલાવે તે દેવ આવી શકતા. કારણ કે દેવો માત્રમાં મહાજ્ઞાન છે, તેનાથી અજાણ્યું કાંઇ રહેતું નથી, ત-

થા જેવો ધારે તેવો દેહ કરી શકે છે ॥ ૨૦૦ ॥

પ્રશ્ન—કળીયુંગમાં બ્રાહ્મણો સોપારીથી દેવનું સ્થાપન કરે છે, તેનુ કારણ શું ॥ ૨૦૧ ॥

ઉત્તર—હા, શ્રદ્ધા પૂર્વક કરે છે, તો દેવ માત્ર તેનું પુજન અંગીકાર કરે છે, તથા તેને શુદ્ધ ફળ આપે છે, એ નિશ્ચય સમજવું ॥ ૨૦૨ ॥

પ્રશ્ન—વારૂ ત્યારે કોઇ અધમ ગર્બ વિપ્ર વેદ ધર્મની નિંદા કરે તે શું ફળ પામે છે ॥ ૨૦૩

ઉત્તર—એ પ્રાણી જીવતો થકો દેહે રાજરોગ અને પ્રાંણાંતે મહા નર્ક ભોગવે છે, ઝાંહાસુધી બ્રહ્માનો આયુર્દા ત્યાં સુધી ॥ ૨૦૪ ॥

પ્રશ્ન—મહારાજ બ્રહ્માંનો આયુર્દા કેટલો તે કહો ॥ ૨૦૫ ॥

ઉતર—તેનું પ્રમાણ ગ્રંથ વધે નહીં માટે ૠષિ પ્રાણાંત વચન લખુછું ને કહું છું તે સાંભળ.

॥ श्लोकः ॥

**आर्यावृत ॥ मनुक्षमानगैर्युगेदुभिश्चतैलवेतद्दीनंसरोजजन्मनोनिशाचतत्प्रमाणीका,** આવી

રીતનું પરમાણ છે. વળી બ્રહ્માના આયુરદાનું એક આ પ્રમાણ છે, બારમાસનું એક વરસ થાયછે, ને એવા કેટલા એક વરસ જાય ત્યારે એક યુગ કહેવાય, અને એવા ચાર યુગનો એક મહાયુગ કહેવાય, વળી એવા બોતેર મહાયુગ જાય, ત્યારે એક મન્વંતર કહેવાય, અને એવા ચૌદ મન્વંતર જાય ત્યારે એક કલ્પ કહેવાય. એટલે બ્રહ્મ દેવનો એક દીવસ થયો ને તેવા ત્રણસેંને સાઠ દીવસ થાય એટલે એક વરસ કહેવાય એવા એવા સો વર્ષ બ્રહ્માંનો આયુર્દા ત્યાં સુધી તે પ્રાણી નરક ભોગવે છે માટે વેદ ધર્મની નિંદા ન કરવી ॥ ૨૦૬ ॥

**પ્રશ્ન**—વારૂ મહારાજ ઊત્પતિ થયા પછી ચાર જુગ કીયા કલ્પ્યા તે કહો ॥ ૨૦૭ ॥

ઊતર—પ્રથમ સતરલાખ અઠાવીશ હજાર વર્ષ ને દેવના ચાર હજાર ને આઠસે વરસનો સતયુગ કહેવાયો, ને તે મધે પ્રાણીઓનું આયુષ્ય લક્ષ વર્ષનું હતું, તે મધ્યે અંશાંશે કરીને ભગવતના ચાર અવતાર થયા. મચ્છ. કુર્મ, વરાહ, અને નરસિંહ. તદનંતર ત્રેતાયુગ, બાર લક્ષ અને છનુ હ-

બાર વર્ષ ને દેવના ત્રણ હજાર ને છસેનો ભોગવ્યો, તે મધ્યે આયુરદા દસ હજાર વર્ષનો થયો, પરંતુ તે સમયમાં ભગવતે અંશાંશ ભાગે, વામન, ફરશુરામ, અને રામચંદ્ર ત્રણ સ્વરૂપ ધારણ કર્યા. તદનંતર દ્વાપરયુગનો પ્રવેશ, આઠ લક્ષ અને ચોસઠ હજાર વર્ષ ને દિવ્ય વરસ બે હજાર ને ચારસેનો ચાલ્યો, તેમાં આયુરદા એક સહસ્ત્ર વર્ષનો હતો, એ મધ્યે કૃષ્ણ અવતાર અને બુદ્ધઅવતાર થયો. છેવટ ચાર લક્ષ ને બત્રીસ હજાર વર્ષ ને દિવ્ય વરસ એક હજાર ને બસેનો કળીયુગ ચાલેછે, તે મધે ભગવંત અંશાંશ ભાગે કલંકીરૂપ ધરશે, એ યુગમાં આયુર્દા એકસોને આઠ વર્ષનો સંભવ છે પરંતુ કુકર્મથી આયુષ્ય ઘટી પડે છે, એ નિશ્ચય સમજવું ॥ ૨૦૮ ॥

પ્રશ્ન—મહરાજ પરમેશ્વરે જે અવતાર લીધા તે શા કારણે લીધા તે કહો ॥ ૨૦૯ ॥

ઉત્તર—જે જે સમામાં દહિતાદીક અસુરી લોકોનું રાજને જોર જગતને વિશે વિશેષ થાય છેને તેમને બીજા દેવોથી ઘણી જાતના વરદાનો મળેલા હોય છે કે તેને કરી અધર્મ અને અનિતી વિશેષ

રીતે વરતે છે કે ઇશ્વરી આતમા શિવાય કોઇ મનુષ્યા દેહીનાથી જીતી ના શકાય તેને કરી પવીત્ર અને સત્યવાદીજનો અતિશે દુખી થાય છે ને સત્યતાનો ને ધર્મનો લોપ થાય છે. તેણે કરી ધર્મ સ્થાપવા ને સત્ય રાખવા સારૂ પોતે જગત ને વિશે આવે છે ॥ ૨૧૦ ॥

**પ્રશ્ન**—ત્યારે મહારાજ દેવ, મનુષ્ય એ તો સમજાયુ, પણ પીત્રીલોક કીયો તે કહો ॥ ૨૧૧॥

**ઉત્તર**—એક બિજાના રણ વડે કરીને એક બિજાની સાથે અવતરે છે, તે ઝાંહાં સુધી રણ પુરૂ થાય, ત્યાં સુધી એક બિજાના ભેગા રહે છે, તદનંતર દેહીને ત્રણ પ્રકારના મૃત્યું છે, પ્રથમ તો નિત્ય મૃત્યુ, નિદ્રાવશ થવું તે, બિજુ નિમીત મૃત્યુ. કાંઇ નિમતથી દેહ છોડવો એ ત્રીજુ મહા મૃત્યુ, એટલે પરમેશ્વરના સ્વરૂપમાં કાંજે સ્વર્ગમાં ભળવું, અથવા નર્કમાં પડવું, અથવા પિત્રિલોકમાં ભળવું, એમ મહા મૃત્યુના ત્રણ રસ્તા છે, જ્યારે જે દેહી અવસાન સમયે, મહારૂ, તહારૂ એ પ્રકારની ગ્રંથીઓ છોડી નાંખે

છે. તેના લિંગ દેહ, બંધાતો નથી. અને પરમેશ્વરના સ્વરૂપમાં ભળે છે, તેને બિજીવાર સૃષ્ટિ રચના થાય, ત્યાં સુધી જન્મમરણ થતું નથી, કોઇ પ્રાણીના આચરણ સાંરાં હોય. તેના ઉરસપૂત્ર શ્રાદ્ધાદિક વડે કરીને આદીનારાયણ ઇશ્વરને તૃપ્ત કરે, તથા નિલોદવાહ કરે તો એ બને ના ફળથી, જેવો દેવ લોક છે, તેવોજ પિત્રીલોક છે, ત્યાં ઉતમ પ્રકારે સુખ ભોગવે, જાંહાં સુધી જગતલય પામે ત્યાં સુધી. જેમ દેવલોક અમૃત આશાથીથી ચીરંજીવો છે, તેમજ પિત્રીલોક તેના પરીવાર શ્રાદ્ધ કરે તેથી તૃપ્તી રહેછે, દેવ અને પિત્રી એ બને વિમાનમાં બેસી એક બિજાને મળી શકે છે, જો તેના વંશમાં અધમ ગર્ભ વરણસંકર પ્રજા થઇને શ્રાદ્ધા દીકનો અનાદર કરે છે, તો તેના પિત્રી મહાદુઃખ ભોગવે છે ॥ ૨૧૨ ॥

**પ્રશ્ન**—ત્યારે મહારાજ શિવનું કેવી મૂર્તિએ પુજન કરવું, વિસ્નુનું શિ રીતે કરવું અને બ્રહ્માનું શા રીતે કરવું ॥ ૨૧૩ ॥

**ઉત્તર**—શિવ એ પૂર્ણ અવતાર પરમેશ્વર છે.

અને જગતમાં એમની નિશાની લિંગમય છે, માટે જળાધારી સુદ્ધાં, લિંગમય પુજન કરવું. વિસ્નુ એ પણ આદીનારાયણ સત્વગુણ વિભાગી છે, માટે ગલકી ગંગાથી ઉત્પન્ન થયેલા શાળિંગ્રામનું પુજન કરવું, **બ્રહ્મા** એ રજોગુણ મુર્તિ છે માટે કસ્યપાદિક રૂષિઓથી ઉત્પન્ન થયેલા પ્રત્યક્ષ બ્રાહ્મણોનું પુજન કરવું, એજ સીદ્ધાંત છે ॥૨૧૪॥

પ્રશ્ન—ત્યારે મહારાજ શિવમારગી ને વિશ્નુમારગી સંપ્રદાયવાળા કેવા ચિનથી ઓળખાય તે કહો. ૨૧૫

ઉતર—શિવમારગીઓ, ભસ્મ, રૂદ્રાક્ષ ને બાણલીંગ ઇત્યાદિક ને વિશ્નુમારગીઓ તપ્ત, મુદ્રા, તુળસી, ગોપીચંદન, સાળીગરામ વિગેરે ઇત્યાદિક ચિન ધારણ કરે છે ॥ ૨૧૬ ॥

**શ્રી ઈતિશ્રી અદ્‌ભૂતપ્રશ્નોત્તરેચતુર્થવિરામઃ ॥**

**॥ સંપૂર્ણ સમાપ્તઃ ॥**

